૨

# પારસી નાટક મંડળી.

માટે

કંપનીના મુન્શી

પંડિત નારાયણ પ્રસાદ બેતાબ દેહલવીએ

રચેલા

# જ઼હરી સાંપ

નામના નાટકનાં ગાયનો

છપાવી પ્રસિદ્ધ કરનાર

પારસી નાટક મંડળીના માલેકો.

મુંબઈ.

મુંબઈ સમાચાર છાપખાનામાં છાપ્યુ.

૧૯૦૬.

કીંમત ત્રણ આના.

# મધમાખ છાપ.



## અમાલ ગમે તેહ એસોસીએશન

## નંબર વન બ્રાંડી.

આ માલ ખુદ દરાખમાંથીજ બનાવેલો છે, એવી ગેરંતી આપવામાં આવે છે, અને તે પીધામાં ગુણકારી અને ફાયદાકારક છે. વીલાયતના સેંકડો રસાયણી તપાસ કરનાર દાકટરોએ એ માલ ની ઉમદા સરટીફીકેટ આપેલી છે કે "એ બ્રાંડી પીવાથી કોઠાની કબજયાત થતી નથી, માથું દુખતું નથી. તથા વારંવાર પાણી પીવું પડતું નથી. વગેરે."

અમો ખુદ કારખાનાવાળા પાસે એ માલ બહારો બહાર આયાત કરતા હોવાથી એની કીમત પુશકળ સસ્તી રાખી છે, અને બીજા મોંઘી કીમતે મળતા માલ કરતાં એની ખુબી અને ગુણ ઓરજ છે એમ ખુદ અમારા ઘરાકોનું કહેવું છે.

માલ ન પસંદ પડે તો ખોલેલી બાટલી પાછી.

સર્વ દુકાનો ઉપર બાટલી તથા પાંઈટ મલશે.

## પી. સી. સરાફ.

હોલસેલ દારુનું ગોદાઉન,

નાટકસાલા પાસે, ગ્રાંટરોડ.

# નાટકનાં પાત્રો.

## પુરૂષ પાત્રો.

**સુલ્તાને અવધ** ........... અવધ દેશનો શહેનશાહ.

**બાકર** ........................ પોતાના માલિક બાકરનું ખૂન કરીને સલ્તનત પચાવી બેઠેલો પટનાનો નવ્વાબ.

**શરીફ, કયૂમ, આરિશ** .................. બનાવટી નવ્વાબના પ્રપંચી સાથી.

**સલીમ** ..................... પટનાના હકદાર માલિક બાકરનો નાનો બેટો, બાપના ખૂનની ખબર ન હોવાથી નવ્વાબનો થઈ રહેલો વફાદાર ખજાનચી અને માસૂમાનો ભરથાર.

**નાહરસિંહ** ..................... સાચા નવ્વાબનો વડો દીકરો યાસીન બિન બાકર તે પોતાના બાપના ખૂનનું વેર લેવાને થએલો ડાકૂઓનો સરદાર.

**અકબર** ..................... પટનાના મર્હૂમ સાચા નવ્વાબનો નિમકહલાલ નોકર.

**અજીજ** ..................... અકબરનો દીકરો. ચમેલીનો આશક.

**બહેરામખાં** .............. પટનાનો માજી વજીર. બનાવટી નવ્વાબનો સસરો.

**હમીદ** ..................... બહેરામખાંનો દીકરો. અકબરીનો આશક.

**દૂલ્હામિયાં, કબૂતર બાજ** ........... કલકત્તાનો એક મુફલિસ બોલીદરાજ પંચી કુલ્સૂમનો જૂનો આશક.

**બદલૂ** ..................... બહેરામખાંનો ડરપોક નોકર.

**ડાકટર ગુલામ જીલાની:** ... બાંકીપૂરનો રહેવાસી બર્દવાનનો સિવિલ સરજીયન.

**કમર** ..................... પટનાના ફરેબી નવ્વાબનો દીકરો.

**નસીર** ..................... બાંકીપૂરનો એક સાધારણ નિવાસી અને ખુરશીદનો ભરથાર.

વજીર, દરબારી, નોકર, સિપાહી, પોસ્ટમેન, ડાકૂ વગેરે વગેરે.

## સ્ત્રી પાત્રો.

બેગમ ...................... પટનાના ફરેબી નવાબ્બની રાણી. બહેરામ ખાંની છોકરી.

ખુરશીદલકા.............. પટનાના સાચા નવાબની શાહજાદી અને પાછલથી નસીરની પરણેતર.

મામૂના...................... શરીફની દીકરી અને સલીમની ઓરત.

ચમેલી ...................... શરીફના પિતરાઈની છોકરી, પાછળથી અકબર ના પુત્ર અઝીઝની મોહરદાર.

ડાલી ...................... એક ભલી દાસી.

કુલ્સૂમ ...................... બહેરામખાંની વિધવા બહેન. પાછળથી દૂલ્હા મિયાંની નિકાહની ઓરત.

અકબરી .................. ડાકટર ગુલામ જીલાનીની છોકરી અને હમીદની માશૂક.

અજબન .................. ડાકટર ગુલામ જીલાનીની બીબી અને અકબરીની મા.

દાસીઓ, સહેલીઓ, નાચનારીઓ વગેરે વગેરે.



### બનામે ખુદા.

# પાછલો જમાનો.

આજથી સાઠ સીત્તેર વર્ષ પહેલાંની વાત છે, કે જ્યારે અંગ્રેજોનું રાજ્ય હતું ખરૂં, પણ તે વેપારીનાં રાજ્યને નામે ઓળખાતું હતું. સાર એટલોજ કે મહારાણી વિકટોરીયાના ઢંઢેરા કરતાં થોડાંક વર્ષ પહેલાંનો બનાવ તે આપણા નાટકનો પ્લોટ છે. તે વખતે બાકર નામના એક બહાદૂર સિપાહસાલારને, કેટલીક લડાઇઓમાં ફતેહ મેળવી સલ્તનતની સેવા બજાવવા માટે, અવધના સુલ્તાન તરફથી પટનાની જાગીર ઇનામ તરીકે આપવામાં આવી હતી.

જયારે બાકર સિપાહસાલાર પોતાના બાકર શરીફ, આરિથ અને કૈયુમ; નામના ચાર ગુલામો તથા અકબર નામના વૃદ્ધ વફાદાર નોકર કે જેની સાથે તેનો અજીજ નામનો બાળક બેટો પણ હતો અને યાસીન તથા સલીમ નામના પોતાના બે બેટાઓ અને ખુર્શીદ નામની એક બેટીને સાથે લઇ પોતાને ઇનામ મળેલી જાગીરનો કબજો લેવા પટના તરફ જતો હતો. માર્ગમાં ખંધા અને લુચ્ચા ગુલામ બાકરની પોતાના માલિકનો હમનામ હોવાથી દાનત ફરી. તેણે શરીફ, આરિથ, તથા કૈયુમને પોતાના પક્ષમાં મેળવી લીધા. અને પોતાના નોકરો ઉપર વિશ્વાસ રાખી, ભયાનક જંગલમાં છાવણી નાખી ઉંઘમાં પડેલા પોતાના શેઠનું ખૂન કરી ઇનામી પરવાનો ચોરી લીધો. પરંતુ તેઓની ખૂનામરકી એટલેથીજ અટકી નહીં. તેઓએ જાણ્યું કે સલીમ અને ખુર્શીદ તો બાળક છે પણ યાસીન કંઇ બાળક નથી તેમજ વફાદાર નોકર અકબર પણ આ હરામનો માલ સહેલાઇથી પચવા દેય તેમ નથી તેથી યાસીનને જખ્મી કરી, મરી ગએલો જાણી, એક કુવામાં ફેંકી દીધો અને અકબરને ઠાર કરવા તેના તંબુમાં પેઠા, પણ પોતાના શેઠનાં ખૂનની ગરબડથી જાગી ઉઠેલો અકબર પોતાના બાળક બેટા અજીજને લઇ પહેલેથીજ છટકી ગયો હતો. તેથી તેઓ નિરાશ થઇ પાછા ફર્યા અને બીજે દિવસે સલીમ અને ખુર્શીદને સાથે લઇ પટના તરફ રવાના થયા. અને શાહી પરવાનાના બળથી બાકર ગુલામ પટનાનો નવાબ બાકર બન્યો. માજી

વજીર બહેરામખાંને બદલે કપટી ગુલામ શરીફ પટનાનો વજીર થયો. ખરા હકદાર બાકરનાં બચ્ચાંઓ સલીમ અને ખુર્શીદ નવાબના કોઇ દોસ્તનાં બચ્ચાં તરીકે રાજમહેલમાંજ પળાવા લાગ્યાં.

નિમકહરામ ગુલામોના હાથમાંથી છટકી જવા પામેલા વફાદાર નોકર અકબરે તેઓના જવા પછી દફનાવવાના ઇરાદાથી યાસીનને કુવામાંથી બાહર કાઢયો, તો તેણે જાણ્યું કે તે હજુ જીવતો છે, તેથી દવા કરી તેને સારો કર્યો. આ બનાવ બનવા પછી થોડાજ વખતમાં બાકરને ઇનામી જાગીર આપનાર અવધનો સુલ્તાન મરણ પામ્યો અને તેને બદલે તેનો પુત્ર ગાદીએ બેઠો એટલે યાસીનની તે તરફની ઇન્સાફ મેળવવાની આશા પડી ભાગી તેથી યાસીન માણસો એકઠાં કરી પટનાના નવાબ સામે બહારવટું ખેડે છે. પટનાના નવાબને છેતરવા માટે યાસીને પોતાનું ખરૂં નામ બદલી હીંદવાણી નામ નાહરસિંહ રાખ્યું છે.

ખરા હકદાર નવાબ બાકરનું ખૂન થયાને બાર વર્ષ થઇ ગયાં છે. તેનો બેટો સલીમ પણ હવે ઉમ્મર લાયક થયો છે કે જેને બનાવટી નવાબ ગુલામ બાકરે શરીફની બેટી મામુનાની સાથે પરણાવી ચાલાકી જોઇ પોતાનો ખજાન્ચી બનાવ્યો છે. પોતાના ગુણોથી સલીમ પ્રજાને તાજ વિનાનો રાજા બની રહયો છે. જેને આજ દિવસ સુધી છોકરીનાં લાડથી ઉછેરી છે તે ખુર્શીદ પણ હવે જુવાનીમાં આવતાં ગુલામ બાકર તેનું રૂપ જોઇ ઘેલો બન્યો છે. પરંતુ તેને બાપ તરીકે ચાહતી ખુર્શીદ તેના તે ભાવ માટે ધિક્કારે છે.

આ પ્રમાણે એક તરફથી ખુર્શીદનો ઇન્કાર, બીજી તરફથી લુટારા નાહરનો ડર, પ્રજાનો પોતા તરફ ધિક્કાર અને સલીમ ઉપરનો પ્યાર વગેરેથી છંછેડાએલા "જહેરીસાંપ" બાકરનો રાજ્યકાળ તે આપણા નાટકની શરૂઆતનો વખત છે.

## નાટકનો ટૂંકસાર.



ઇશ્વર સ્તુતિ.

### અંક પહેલો. પ્રવેશ ૧.

પોતાના બાપનું વેર વાળવાના કસમ ખાતો નાહર એક પર્વતની ગુફામાં ઉભો રહેલો દેખાય છે; કે જે હવે એક બળવાન લુટારા તરીકે

પ્રખ્યાત થયો છે. તે પોતાના બાપની ખોપરીના કસમ લઇ નવ્વાબની હીલચાલ તપાસવા પટના તરફ જાય છે.

---

### અંક પહેલો પ્રવેશ ૨.

પટનાનો થઇ પડેલો નવ્વાબ બાકર તથા તેના મળતીઆઓ શરીફ, આરિફ અને કુતૂમ પ્રજામાં પ્રિય થઇ પડેલા ખજાન્ચી સલીમનો ઘાટ ઘડવાની તથા નાહરને તાબે કરવાની અને ખુર્શીદને આડે રસ્તે ઉતારવાની મસલત કરતા દેખાય છે. નાહર નદી માર્ગે ચુપકીદીથી દાખલ થઇ તેમની મસલત સાંભળે છે. કેટલીક મસલત કરી તેઓ ચાલ્યા જાય છે. ત્યારપછી ખુર્શીદ સાથે તેને ફુસલાવવા નવ્વાબે નીમેલી બે દાસીઓ આવે છે. તેઓની વાતોથી કાયર થઇ ખુર્શીદ ચાલી જાય છે જેથી દાસીઓ પણ નીરાશ થઇ ચાલી જાય છે. દાસીઓના જવા બાદ ખુર્શીદને ધીરજ દેતી બેગમ પ્રવેશ કરતી દેખાય છે. બેગમ ખુર્શીદને ધીરજ આપી ગુપ્ત રીતે પોતાને પીયર મોકલી આપવા કહે છે અને ખુર્શીદને ત્યાંજ રહેવા દઇ તેનો બંદોબસ્ત કરવા જાય છે તેટલામાં નવ્વાબ દાખલ થઇ પોતાની પાપી માગણી કરી નીચ લાલચો બતાવે છે. પવિત્ર ખુર્શીદ તેને ધિક્કારી ખુદાનો ખોફ કરવા કહે છે હવસથી ઘેલો થએલો નવ્વાબ 'ખુદા એ ખે, દાલ, અલિફની જોડણી શિવાય બીજું કંઈ નથી' એવો નીચ જવાબ આપે છે. અંતે ખુર્શીદના જવાબોથી છંછેડાએલો નવ્વાબ તેના ઉપર જબરદસ્તી કરવા જાય છે. એટલામાં બેગમ આવી પહોંચે છે, અને ખુર્શીદને પોતાના ઓરડામાં મોકલી આપે છે. નિરાશાથી ફફડતો નવ્વાબ બેગમ ઉપર ચીઢાઇ ચાલ્યો જાય છે.

---

### અંક પહેલો. પ્રવેશ ૩.

બર્દવાનના સિવિલ સરજયન ડૉકટર ગુલામજીલાની કે જેઓને દસેક વર્ષ થયાં પોતાની સ્ત્રી સાથે કાંઇ ઘર સંબંધી તકરાર છે તેઓને બાંકીપુરથી બહેરામખાંનો કાગળ મળે છે, કે—" તમારી સ્ત્રી તમારી છોકરી અકબરીને મારે ત્યાં મુકી અરબસ્તાન ગઇ છે. અકબરી હવે ઉમર લાયક થવાથી તમારે અહીં આવી તેનાં લગ્ન કરી દેવાં નહીંતો

તમારી સ્ત્રીની ઇચ્છા મુજબ હમારે તેની શાદી કરી દેવી પડશે" કાગળ વાંચી ડૅાકટર પોતાની સ્ત્રી ઉપર વધારે ચીઢાય છે. કલકત્તાનો કબૂતર બાજ દૂલ્હા મીયાં કે જેણે શિક્ષકની નોકરી ઉપર બાંકીપુર જતાં રસ્તામાં બીમાર પડી જવાથી તેને ત્યાં ઉતારો લીધો હતો તે બાંકીપુરમાં પોતાને લાયકનું કંઇ કામકાજ હોય તો ફરમાવવા કહે છે. ડૅાકટર ગુલામ જીલ્લાની બહેરામખાંનો કાગળ બતાવી જો પોતાનો ત્યાં આવવાનો વિચાર થશે તો તેને મળશે એમ જણાવે છે. પોતાના એડ્રેસનો કાર્ડ આપી તેને તેનું બાંકીપુરનું એડ્રેસ લખી જણાવવાનું કહી; ખાનાં માટે ઉઠે છે.

---

### અંક પહેલો. પ્રવેશ ૪.

પટનાનો માજી વજીર અને હમણાંના બની બેઠેલા નવ્વાબને સસરો બહેરામખાં કે જે વજીરાત છોડયા પછી બાંકીપુરમાં રહે છે તે પોતાની બહેન કુલ્સૂમ સાથે ડૅાકટર ગુલામજીલાની ઉપર અકબરીની બાબતમાં લખેલા કાગળનો જવાબ ન મલવાથી તે વિષયની વાતો કરતો પ્રવેશ કરે છે. અને પારકી થાપણ અકબરી ઉમ્મરમાં આવ્યાથી તેની કોઇ સારા ખાન્દાનમાં શાદી કરી દેવાનો વિચાર કરે છે. ત્યારપછી પોતાનાં બનારસનાં કારખાનાંનો 'ધણી વિનાનાં ઢોર સૂનાં' જેવો હાલ હોવાથી કુલ્સૂમને હમીદની મુસાફરીની તૈયારી કરવા મોકલી પોતે બાહર જાય છે. બહેરામનો એકનો એક અને લાડકો બેટો હમીદ જે દિવસથી અકબરી તેના ઘરમાં આવી રહી છે તે દિવસથી તેને ચાહતાં શીખ્યો છે અકબરી પણ તેને ચાહતાં શીખી છે. તે બન્ને પ્રવેશ કરે છે. ત્યાં કુલ્સૂમ આવી હમીદને બનારસ જવાની અને અકબરીની કોઇ સાથે શાદી થવાની ખબર આપી એક દિવસની કલકત્તામાં દૂલ્હામીયાં કબૂતર બાજપર ઘેલી બનેલી કુલ્સૂમ આ નવાં જોડાંની મશ્કરી કરતી જાય છે. હમીદ બનારસ જવાની બલા કાઢવા બીમારીનો ઢોંગ કરે છે. અકબરીની બૂમ સાંભળી કુલ્સૂમ ગભરાઇને દાખલ થાય છે. અને નોકર બદલૂને કોઇ ડૅાકટર અથવા હકીમને બોલાવી લાવવા મોકલે છે.

---

### અંક પેહેલો. પ્રવેશ ૫.

બેગમે પોતાને પિયર મોકલી દીધેલી .ખુર્શીદનાં બહેરામખાંએ એક શરીફજાદા નસીર સાથે લગ્ન કરી દીધાં છે અને તે આજે એક બચ્ચાંની મા પણ થવા પામી છે. નસીરની નોકરી બહુ અગવડવાળી હોવાથી બિચારો અઠવાડિયે એક વખત ઘેર આવે છે. અને વળી એક દિવસ રહી પાછો વીસ ગાઉને છેટે નોકરી ઉપર જાય છે. આજે પણ નસીર .ખુર્શીદની રજા લઇ નોકરી ઉપર જાય છે, તેના ગયા પછી નીચ નવ્વાબને .ખુર્શીદનો પતો લાગી ગયલો હોવાથી બહેરામખાં સાથે પ્રવેશ કરે છે. અને પોતાના મળતીઆઓની મદદથી બહેરામખાંને બાંધી .ખુર્શીદને તેનાં બચ્ચાં સાથે પટનામાં ઉપાડી જાય છે.

---

### અંક પેહેલો. પ્રવેશ ૬.

કમનસીબ દૂલ્હામીયાં બે દિવસ મોડો પહોંચવાથી બાંકીપુરમાં નોકરી ન મળતાં નિરાશ થાય છે. હકીમની તલાશ કરવા નીકળેલો બદલૂ પણ કોઇ હકીમ ન મળવાથી નારાજ અને નિરાશ થાય છે. તે બન્નેનો ભેટો થતાં કમનસીબીથી અને ધંધા ધાપ્પાથી બેનસીબ થએલો દૂલ્હામીયાં બનાવટી ડૉકટર બની બદલૂ ભેગો જાય છે.

---

### અંક પેહેલો. પ્રવેશ ૭.

એક તરફ .ખુર્શીદ ઉપરનો જૂલ્મ અને બીજી તરફ પોતાના એકના એક બેટા હમીદની બીમારીથી બેબાકળો થએલો બહેરામખાં પોતાના બેટાનાં માંદગીનાં બિછાનાં આગળ બેઠો છે. ત્યાં બદલૂ દૂલ્હામીયાંને તેડી લાવે છે. દૂલ્હામીયાં પોતાનો ડૉકટરનો સોંગ બરાબર ભજવે છે. અને બહેરામખાં તેણે લખી આપેલી જીન્નાતી દવા મંગાવવા અંદર જાય છે. ત્યાં હમીદ પોતાનો ઢોંગ જાહેર કરે છે અને પાંચ અશરફીની લાલચ આપી એવા જીવલેણ ઇલાજો ન કરવા વિનવે છે. દૂલ્હામીયાં પણ તેની આગળ પોતાની ખરી હાલત કહી દેય છે. "ચોરને ઘેર ચોર પરોણો." એટલામાં બહેરામખાંને આવતો જોઇ હમીદ પાછો બનાવટી બીમાર બની જાય છે. અને હમણાં સૂધીના બનાવટી ડૉકટર વળી મેસમેરાઇઝર બની જાય છે. ઘોટાળાપર ઘોટાળો દૂલ્હામીયાંની દસ

વરસ પહેલાંની માશુક કુલ્સુમ ભત્રીજાની ખબર લેવા આવે છે અને દુલ્હામીયાંને જોઇ ચોંકે છે. દૂલ્હામીયાં પણ ગભરાઇ જાય છે પણ ઝુખત સાચવી લઈ પોતાનાં મેસમેરિઝમનો પ્રતાપ ત્યાં પણ બતાવે છે.

---

### અંક પેહેલો. પ્રવેશ ૮.

સલીમનું ઘર નિર્દોષ જોડાંની નિર્દોષ મહોબતનું ચિત્ર. સલીમને એક દાસી આવી તેના સસરા શરીફ્ આવ્યાની ખબર આપે છે. સલીમ તથા મામૂના જાય છે તેટલામાં મામૂનાની માસીઆઇ બહેન ચમેલી કે જે નાહર સાથે રહેલા અઝીઝને જોઇ મોહિત થઇ છે તે પ્રેમનાં ઘેલાં કાઢતી પ્રવેશ કરે છે. એટલામાં મામૂનાને આવતી જોઇ ચુપ થઇ જાય છે. અને નાહરે નવ્વાબનો ખજાનો લૂટયાની ખબર તથા તેણે એક ગરીબ બુઢીયાંને કરેલી પૈસાની મદદની વાત કહી સંભળાવે છે પણ પોતાના ચિત્તચોર અઝીઝને તો પોતાનાજ ચિત્તમાં છુપાવી તેની વાત ખાઇ જાય છે. અને શરીફ્ તથા સલીમને આવતા જોઇ ચાલી જાય છે. મામૂના છૂપાઇ જઇ તેઓની વાત સાંભળે છે. શરીફ્, સલીમને નાહરનાં રેહઠાણની શોધ કરવા જવાનો સરકારી હુકમ કહી સંભળાવી જાય છે. મામૂના કે જે નવ્વાબની બદદિયાનતી ખુર્શીદથી જાણી ચુકી છે. તે જાહેર થઇ સલીમને એકલો ન જવા દેવા માટે હઠ લઇ તેઓનું કપટ સમજાવે છે પણ ભોળો અને વફાદાર સલીમ તેની વાત ન માનતાં જાય છે.

---

### અંક પેહેલો. પ્રવેશ ૯.

હમણાં બે ત્રણ દિવસ થયા તેહખાના (ભોંયરા)માં દીવો બળે છે તેથી અજાયબીમાં ગરક થએલી બે દાસીઓ ગુપચુપ વાત કરતી ઝરોખામાંથી તેહખાનાનાં જાળીઆં વાટે શું છે તે જૂવે છે. એટલામાં મામૂના ત્યાં આવી ચઢે છે અને તે ત્રણે જણી તેહખાનામાં શું છે તે જોવા તેહખાનામાં જાય છે.

---

### અંક પહેલો. પ્રવેશ ૧૦.

ખુર્શીદને તેના ધણીને ત્યાંથી લાવી મહેલ નીચેનાં તેહખાનામાં કેદ કરી છે. પેટને માટે નવ્વાબના ફરમાનપર હાંજી હાં કરતી પણ ખુર્શીદનાં દુઃખથી દુઃખી થતી ભલી દાસી ડાહી ખુર્શીદને જરા આંખ મેળવવા સમજાવે છે. મમૂના તથા બે દાસીઓ છુપાઇને તેઓની વાત સાંભળે છે. એટલામાં નવ્વાબ આવી પહોંચે છે. અને ખુર્શીદને પોતાની પાપી ઇચ્છા સ્વીકારવા સમઝાવે છે. ખુર્શીદ એ કરતાં લાખગણું દુઃખ પાડવા છતાં પણ તેની માગણી સ્વીકારવાની નથી એમ સાફ જણાવે છે. દુષ્ટ નવ્વાબ ચીડાઇ, શરીફ આરિફ તથા કેયુમને બોલાવે છે અને ખુર્શીદનાં બચ્ચાંના ખૂનથી કટોરો ભરાવે છે. છુપાઇને જોતી મામૂના તથા દાસીઓ ગભરાઇને ચીસ પાડે છે. ખુર્શીદ બેભાન થઇ જાય છે. આરિફ અને કેયુમ બન્ને દાસીઓને ઠાર કરી નાખે છે પણ મામૂના પોતાના બાપ શરીફના હાથમાંથી બચી જવા પામે છે.

### અંક બીજો. પ્રવેશ ૧.

સલીમનો ઘાટ ઘડવા માટે રચી રાખેલા ત્રાગડા પ્રમાણે કેયુમ નવ્વાબજાદાને કયાંક છુપાવા લઇ જતો હતો તેને નાહરનાં માણસો આગળથી કરી રાખેલા વેત પ્રમાણે પકડી નાહર પાસે હાજર કરે છે. કેયુમ નાહરને તેના ખરા સ્વરૂપમાં ઓળખે છે. અકબરના સમજાવવાથી નાહર તેને જીવતો કેદ કરે છે. આપણે પહેલા અંકમાં જોઇ ગયા તેમ ચમેલીનેજ અજીજના પ્રેમનું ઘેલું લાગ્યું છે તેમ નથી. અજીજ પણ લૂટ પાડતાં ચમેલીના સ્વરૂપમાં લૂટાઇ ગયો છે—તે પ્રેમનાં ઘેલાં કાઢે છે તેટલામાં સ્ત્રી અને બચ્ચાંના ગુમ થવાથી દીવાના બનેલા નસીરને લઇ આવવા મોકલેલાં માણસો દાખલ થાય છે. નાહર તેને ખુર્શીદ જોડે મેળવવાનું કહી તેને તથા અજીજને સાથે લઇ પટના તરફ જાય છે.

### અંક બીજો. પ્રવેશ ૨.

કરી રાખેલા વેત પ્રમાણે કેયુમને નવ્વાબજાદાને છુપાવવા મોકલી એક ભીખારીનાં બચ્ચાંનું ખૂન કરી નવ્વાબજાદાનાં કપડાં પહેરાવી શરીફ તથા આરિફ લાશ સાથે છુપી રીતે સલીમના બાગમાં પ્રવેશ કરે છે. યુક્તિથી નવ્વાબજાદાનું ખૂન કરવાનું તોહમત મૂકી સ

સલીમને કેદ કરે છે; ઢોંગી નવાબના ઢોંગ. સલીમને પકડી ગયા પછી નવાબ શરીફને તેની બેટી મામૂના કે જે તહેખાનાની ખાનગી વાતથી જાણીતી છે તેને ઠાર કરવા અથવા શીશામાં ઉતારવાનું કહી આશિષ સાથે જાય છે. શરીફ મામૂનાને નવાબની બેગમ થવા સમજાવે છે પરંતુ મામૂના તેને ધિક્કારી કાઢે છે તેથી ઠાર કરવા જાય છે તેટલામાં સલીમ ઉપરના ત્રાગડાની ખબર પડી જવાથી તેને બચાવવા આવેલો નાહર આવી પહોંચે છે અને શરીફને ઠાર કરી બેભાન થએલી મામૂના તથા ચમેલીને ઉપાડી જાય છે.

---

## અંક બીજો. પ્રવેશ ૩.

કાઉંથી ઠગાઇ દૂલ્હામીયાંને ડૉકટર ગુલામ જીલાની સમજતો બહેરા મખાન અકબરીને તેના બાપ જોડે મેળવી આપવાનું વચન આપે છે. અકબરી ઘણે વર્ષે બાપનાં દીદાર જોવાના ઉમંગમાં ફૂલાતી જાય છે.

---

## અંક બીજો. પ્રવેશ ૪.

બહેરામખાંની વિધવા બેહન કુલ્સૂમ તથા દૂલ્હામીયાંની જૂના પ્રેમની વાતચીત અને બન્નેના શાદી માટે કોલકરાર બહેરામખાંનું આવી પહોંચવું. મેસમેરિઝમ તેઓને બચાવી લેય છે.

---

## અંક બીજો. પ્રવેશ ૫.

દુ:ખથી ઘેલાં થઇ ગએલાં ખુર્શીદ અને નસીરનો મિલાપ. નાહર અજીજ તથા નસીર છુપે રસ્તે ખુર્શીદનાં તહેખાનાંમાં દાખલ થાય છે. અને ખુર્શીદને છોડવી જાય છે.

---

## અંક બીજો. પ્રવેશ ૬.

ડૉકટર ગુલામ જીલાની બનેલા મીયાં દૂલ્હાની આયતા બાપ બનવાની તસવીર, હમીદનું દાખલ થવું અને વહેમાવું; અકબરી અને હમીદના લગન. ઘોટાળામાં તેજી કુલ્સૂમનું આવવું દૂલ્હામીયાંનું ગભરાવું અને અકબરી તથા હમીદનું ચાલ્યા જવું. ત્યાર પછી કુલ્સૂમ પણ

દૂલ્હામીયાંને ધિક્કાર આપી ચાલી જાય છે. હાથમાંથી છટકી જતી માલ દાર બાયડીને હવે કેમ સમજાવી ફાંદામાં લાવવી તેનો વિચાર કરતો દૂલ્હામીયાં પણ જાય છે.

---

### અંક બીજો. પ્રવેશ ૭.

રાત વખતે નાહર તથા અજીજ કેદખાનામાં દાખલ થઇ સલી મને છોડાવી દીવાલ કૂદી નદી માર્ગે ભાગી જાય છે. સલીમ અને નાહરની ઓળખાણ. વરસો પછી ભાઇઓનો મિલાપ.

---

### અંક ત્રીજો. પ્રવેશ ૧.

નાહરનું રહેઠાણ ભાઇઓના મેલાપનો આનંદ. અવધના સુલ્તાન પાસે પટનાના નવ્વાબ વિરૂધ્ધ કરેલી ફર્યાદની અરજીનો જવાબ મળે છે. અને તે બાબતમાં વિચાર કરવા અકબર, નાહર, સલીમ ઇત્યાદિ જાય છે. અજીજ અને ચમેલીનો પહેલો મિલાપ નિર્દોષ પ્રેમનું નિર્દોષ ચિત્ર.

---

### અંક ત્રીજો. પ્રવેશ ૨.

હમીદ અને દૂલ્હામીયાં વાતો કરતા દાખલ થાય છે. એટલામાં બદલૂ આવી કોઇ અજાણ્યાં માણસના ઘોડો ચમકવાથી પડી જવાની ખબર આપે છે. હમીદ તેને ઉપાડી લાવી પાસેના ઓરડામાં રાખવા કહે છે. દૂલ્હામીયાંની ડૉકટરીની પરીક્ષા. મેસમેરાઇજરની મુંઝવણ અને બાંકીપુર છોડવાનો વિચાર.

---

### અંક ત્રીજો. પ્રવેશ ૩.

પટનામાં છાવણી નાખી પડેલા અવધના સુલ્તાનની પટનાના નવ્વાબના સંબંધમાં તેના વજીર સાથેની કેટલીક વાતો.

---

## અંક ત્રીજો. પ્રવેશ ૪.

ધુંચળું તે ધુંચાળુંજ ભાસ્યું. અજાણ્યો માણસ ડૉકટર ગુલામ જીલાની નીકળ્યો. દુલ્હામીયાં અને ડૉકટરની ઓળખાણ. ડૉકટર પોતાને પોતાની બેટી અકબરી જોડે મેળવવા કહે છે. દુલ્હામીયાં અરબન પણ અરબસ્તાનથી આવી ગઈ છે, તેમ જણાવે છે. ડૉકટર માત્ર પોતાની બેટી અકબરીનેજ મળવાનું જણાવે છે. દુલ્હામીયાં તેને પાસેના ઓરડામાં બેસવા કહે છે. ડૉકટર જાય છે. બહેરામ આવી ઢોંગ જોડી પોતાની સ્ત્રી મૃગે મલવા બનાવટી ડૉકટર (કબૂતર બાજ દુલ્હામીયાં) ને સમજાવે છે. કળાબાજ દુલ્હામીયાં જે ઓરડામાં ડૉકટર બેઠલા છે તે ઓરડામાં પોતે બેસે છે એમ જણાવી તેને ત્યાં મોકલવા કહે છે અને બહેરામખાં જતાં સંતાઈ જાય છે. હવે શાંત થઈ ગયેલી ડૉકટર ગુલામ જીલાનીની સ્ત્રી અરબન જે ઓરડામાં પોતાનો ધણી બેઠો છે તે ઓરડામાં જાય છે. દુલ્હામીયાં માથેથી સાંકળ ચઢાવી દેય છે. અંતે દશ વર્ષનું વિછુડેલું જોડું જોડાય છે. એટલામાં બહેરામખાં, કુલ્સૂમ તથા અકબરી સાથે પ્રવેશ કરે છે અને દુલ્હામીયાંને બાહેર એક વો હલ્લો જોઈ અજબ થાય છે. રમુજી ધુંચળાની ધુંચ રમુજમાંજ ઉખડે છે. કુલ્સૂમનો વેહેમ દૂર થાય છે. દુલ્હામીયાં અને કુલ્સૂમના નિકાહ સાથે પ્રવેશ પૂરો થાય છે.

---

## અંક ત્રીજો. પ્રવેશ ૫.

પટનાના નવાબનો ઇન્સાફ 'સચ્ચેકા બોલબાલા ઔર જુઠેકા મૂંહ કાલા' નવાબને સઘળા સુલ્તાન નાહરને તેના બાપની ગાદી ઉપર બેસવા કહે છે. નાહર પોતાને બદલે પોતાના નાનાભાઈ સલીમને તખ્તનશીન કરવા વિનંતિ કરે છે. સુલ્તાન, ગામમાં સલીમની તાજપોશીનો ડંકો વગડાવવાનો હુકમ કરી દરબાર બરખાસ્ત કરે છે.

---

## અંક ત્રીજો. પ્રવેશ ૬.

સલીમની તાજપોશીની ક્રિયા—આનંદમાં આનંદ. અઝીઝ અને ચમેલીની શાદી.

શાંતિ: શાંતિ: શાંતિ:

# બનામે ખુદા.

૧.

બારી બેચું બેઈમસાલ જુલ્જલાલ લાજ઼વાલ
નજ઼ર પડ઼ા હરજા તુહી તુહી સબમેં મૌલા=બારી
તૂ આલમકા સરજન હાર તૂ હય કિર્દિગાર સત્તાર
પયદા કરનહાર ગફ્ફાર માલિક પરવર સબકા
સબ કુછ તુઝ કો ઈખ્તિયાર હય, મૌત ઝીસ્ત
જીન્નો બશાર આરજો ફલક મલક તસ્કરા અફ્સર તૂ=
દારે સુબ્હો શામ તુહી આગાજ઼ તુહી અંજામ તુહી
રૅહમાન રૅહમાન દાયમ કાયમ રૅહમાન
તૂહી લાફાની હય તૂહી માબૂદ હય
આંખોંસે પિનહાં પર હરજા મૌજૂદ હય
તેરે કુરબાંન તેરે કુરબાન તેરે કુરબાન,
તૂ કરીમ તૂ રહીમ કાદિર કદીમ બાકી=બારી

૨.

મેરે વારકો રોકોરે- ઓકો હરતરહ ઓકો
સિરોહી યે હિલાલી- સિરોહી યે હિલાલી
હાં- મુમ્કિન નહીં પડે ખાલી
ઈન હરબોંકી જરબોંસે યાં બહેં લહૂકી નદિયાં
નદિયાં હાં બહિયાં છુરિયાં ડૂબેંગી ખૂની મૌજમેં
ગો બિનોટી પડે કટતા હય યે તેરા પૈંતરા ભૂલ જાના તન્ના=

૩.

હમને છેડા કિસ નાગનકો
ફુત્વતહી મારે ફુંકાર—હમને

બાતનકી સબ .ફસું ગરી બાતિલ કરતી હય જરીજરી
શીશેમેં ઉતરતી નહીં પરી, સબ મંતર હય બેકાર=

૪.

હમ વારિયાં ખ઼ાહી ન ખ઼ાહી રહે અશકબારિયાં
ફૂલનમાલ ગલેમેં ડાલતી કાહે ના ડાલતી કાહે ના
ફંગી ચોટીસે બેજારિયાં, નાગન અભાગનકી ખ઼ારિયાં
પ્યારી અખિયનમે સિયાહી ન સુર્મા
બનકે બયરાગન બિસારિયાં
કારી કટારિયાં, અબ્રુકી આરિયાં
ખોટી કરો ન ઈન્કી ધારિયાં=

૫.

બિટિયા ધરો મન ધીર—દુઃખી ન હો મોરી પ્યારી=બિટિયા
કાહે ઘબરાવે કયું ઘુલી જાવે—
દિન દિન હો દિલગીર દુઃખી ન હો=બિટિયા
દર્દો અલમકી તેરે ઈસ ગમકી
કરતી હું તદબીર દુઃખી ન હો=બિટિયા

૬.

જાને દે જાને દે હય યે કયા
બેકાર હય સારી તેહારી યે ધૂમ, કયસા પાપી હય જમાના
તૂને જાના કયા પાની પાની હો રાની
યે કયસી નાદાની ઠાની હય તૂને=
બદ ગુમાન હાય શૌહર પર હય કયસી નારી,
બાતેં .ફુજૂલહી બનાના, જીમેં કયા હય જો તૂ પીછે
પડી હય યું મેરે, રોજકી રોજ યેહી બલા=

૭.

કયસે કર રાખેં કવાંરી કુમરિયા
અબ નહીં બાકી બારી ઉમરિયા

તાને પે તાના મુખ પર મારે
અપને પરાયે સારી નગરિયા=કયસે
બ્યાહ રચાયે કાહૂસે યાકો
તો ન રહેગી નીચી નજરિયા=કયસે

૮.

કહું કાસે શરમકી હય બાત
મુશ્કિલસે કટતી હય રાત–નિગોડી
મોરી સૂની હય બગિયા માલીસે ખાલી
ફૂલે હયેં ફલ ફૂલ પાત–દઈરે મોરે
ગયા પહેલા જમાના–અબ તો નિમાના
ગદરા ગયે ગોરા ગાત–મુઈ ચોલી ન અંગમે સમાત=

૯.

નાર જાકી પતિવરતા વોહી શાદ જગમેં
શાદ જગમેં વોહી આબાદ જગમેં=નાર.
નારી પતિવરતા જાકી વાકો સ્વર્ગ હય જીતેજી
લબપે હોગી ના ફરિયાદ જગમેં=નાર.
પાઈ જો કરકસા નારી જીતેજી નરક હય ભારી
સમ્પત હો સારી બરબાદ જગમેં=નાર.

૧૦.

હાય અલ્લાહ અબ કયા કરૂં તબીબ અબ તલક ન મિલા
હાય અલ્લાહ અબ કયા કરૂં નસીબ અબ તલક ન ખુલા
કહાં મરગયે તમામ, ન બના યહાંભી કામ
હાય રે તબીબ, હાય રે નસીબ, હાય રે તબીબ
વો મદદ વો મદદ વો મદદ ઘર બુલાકે સર ફિરાયે
ચલેં બાબા કદમ કદમ અદમ વદમસે ઢૂંડ લાયેં=
અબ તો દોજખકે સિવા જાઇયે ફિલફૌર કહાં
કીજે પરદેસમેં જાકર ગિલયે જૌર કહાં=

વો ગુનાહગાર ગયે હોંગે ભલા ઔર કહાં
ઢૂંઢિયે રયન બસેરે કે લિયે ઠોર કહાં—વો મદક.

૧૧.

પ્યારી પ્યારી હાંરે મોરે સાજના તેહારી છટા કયા પ્યારી પ્યારી લાગે,
અરસત પરસતહું મન હરસે, ફિરભી દરશન કો મન તરસે
જીયા લલચાયે મોરે સાજના તેહારી છટા કયા પ્યારી
ઉન્કે અંદાજ઼પે કુરબાંન ખુશ અંદાજ઼ હયેં વ્હો
ઉન્કે કદમોંપે ફિદા હમદમો દમસાજ઼ હયેં વ્હો
માલો જ઼ર હુસ્નો જવાનીપે મુઝે નાજ઼ નહીં
જીન્કે દામનસે લગીહું સબબે નાજ઼ હયેં વ્હો=અરસત

૧૨.

સાંવલ બાંકેરે નજર મોરી આ ગયે,
ના કછુ કહ ગયે ના કછુ સુન ગયે
મોહે બારી ઉમરિયામેં રોગ લગા ગયે
કયા ખ઼બરથી કે કોઈ તીરે અદા હોતા હય
દેખ લેનાભી હસીનોંકા બલા હોતા હય
મીઠા મીઠાસા યહાં દર્દ જ઼રા હોતા હય
જબ મયઁ તનહાઈમેં હોતીહૂં સિવા હોતા હય
કિસસે પૂછૂં કે મેરે દિલમેં યહ કયા હોતા હય

૧૩.

દેખી સૂરત તિહારી સિપહિયા
સુધ ન રહી મોહે તનકીરે=
[illegible]ન મિલાવત ચયન બિસર ગયો
જાદૂભરી થી નજર તોરી
બિહારકી આગ લગાઈ=સિપઈયા

જમીંપે કિસ તરહ અબ આસમાં રહે કોઈ
ગમે ખમોશકો કયું કર ભલા સહે કોઈ
હવાસ બાખતા મૂંહપર હવાઈઆં બે ચયન
મેરા યે હાલ જો દેખે તો કયા કહે કોઈ

૧૪.

નાહીં જાઓ પિયરવા બિનતી કરતહું તેહારી
મોરે સૈયાં તોરે પૈયાં પરતહું જાઓ ન તનહા બનમેં
દૂર વતનસે કરત જતનસે પાપ બસો કછુ મનમેં ઈનકે=નાહીં.
કળપાના—તલપાના—ઈસ ચાલસે ઈસ જાલસે
ફિલ હાલ હય હમકો

દમબાજ હયઁ યે ગમ્માજ હય યે કુર્સ સાજ હયઁ યે બેઈમાન
અય જાન કરો ધ્યાન મયઁ તુમપરસે કુરબાંન

૧૫.

આલી, સુરંગ હજારા પલના, પ્યારા પલના ઝુલાવે લલના
જો આઁખો ઝપકાઈયાં બધાઈયાં=
પડી રંગી રેશમકી ડોરિયાં, આરી આરી સબા દેવે લોરિયાં
અનોખા પિંગુડા હિલાઈયાં
ધીમી ચાલસે મીઠી મીઠી નીંદીકી બાહાર દે
ઝપકે હયઁ અબકે અભી નયનરી પઈયાં પડું
લગજાયેં મોરે લાલકે લોચના
બગના ગોકે ના યે સોચના પઈયાં પડું લગજાયેં=

૧૬.

છુરી કટારી ખદંગો પયકાં યે તેગ જોહરદાર,
સિનાનો તીરો કમાનો તરકશ યહી હયઁ સચ્ચે યાર.
સિપર હય પુશતેપનાહ હરદમ તબર બિરાદર વાર,
મદદગાર સરબસર નિગેહબાં કમરબંધે હથિયાર=

મજે મજેસે લહૂ પીયોં ખૂની ખૂંખારોંકે,
ગલે કટેંગે બડે બડે પાજી નાહન્જારોંકે.
મજે મજેસે લહૂ પીયોં ખૂની ખૂંખારોંકે,
અબ દિન આયા કાટ છાંટકા=

૧૭.

નયનનમેં ફિરત જોબનકા રંગ
ચીનીકી પુતલી તોરે ઢંગ =
ખટક કરન હાય કાહે અટક રહે
નયન નયનકે સંગ =

૧૮.

અજબ શાનસે શાને ખુદાઈ
હમકો હય નજર આઈ =
આવનકી નહીં આસથી જીનકે વ્હો ઘર આયે આપસે
યહાં ડૉકટર કયા આયે હયઁ કુઁવા આયા પ્યાસેકે પાસ

૧૯.

દેખુંગી પ્યારે અબ્બાકા મુખડા
પ્યારા પ્યારા, પ્યારા પ્યારા, પ્યારારી=
ભૂલે હુવેથે હમેં અબતક દિલસે
દિલસે જાયગા સારા સારા, સારારી—
એક મુદ્દતકા દુ:ખડા=
રખ્ખેગા ઉલ્ફત બહમ અબ સબ કુન્બા
કુન્બા ફિરતાથા મારા મારા, મારારી—
દિલ ઉખડાહી ઉખડા=

૨૦.

આહાહા ન ખુલા ન ખુલા ઝાંસા મતલબકા ઢબકા
પાંસા યે સીધા તકદીરસે પડા

આહાહા ઉલટા સુલટા ચકમા થા દુબલા પતલા પઠ્ઠા
પર ખ઼ાસા તક઼દીરસે લઙ઼ા
આંખેં લડાઉં દિલદારસે પૈસે ઉડ઼ાઉં બીમારસે
પાંચો હયઁ ઘીમેં શાને ખ઼ુદા હય પાનીપે આઈ બાલાઈ હય=

૨૧.

બાંધા હો સેહરા કભી જાની તો હમ મૂંહ ન દિખાયઁ
હાથોં હો મેંહદી રચી જાની તો હમ હાથ કટાયઁ
ગુજ઼રે નૌ દસેક સાલ, હય અભી વોહી ખ઼િયાલ
હાં—યાદે સનમ કમ હો જીસે કયા મજાલ=
પ્યારી તેરા રૂખ઼ે પુરનૂર કભી ન આંખોંસે હુવા દૂર
બાર બાર ઈસ ઉલ્ફ઼તકી, તહે દિલસે હું મશકૂર=

૨૨.

હોગી નગર બદનામી લંગર હટ મત કરના
ચારી ચકોરીસે હઁસનાં હઁસાના
ઈસમેં હય એક ખટકા ન મોરી દુરગત કરના =
મુઝસે ન હોગી અયસી ઢિટાઈ
વોભી ખુલ્લમ ખુલ્લા કિસીસે ઉલ્ફ઼ત કરના =

૨૩.

કટી જીન્દગાની ગઈ નૌજવાની ગલે જંજાલ ન ડાલ
અભી હય અય જાની વહી આનાકાની કરો મંજ઼ૂર વિસાલ=
વાઅદે વઈદ કહાંકે ક઼ૌલ દીજે શાદીકા શાદી કરે
વારી મયઁ દૂલહામીયાંકે હો શાદ શાદ શાદ
ક઼ૌલે ઈજાબો કુબૂલ મિલા જીગરમેં હો રહી હય સનનનનન
જાતા રહા તેરે દિલકા ગિલા. ગલે મિલો ખ઼ુશી ખ઼ુશી =

૨૪.

મિલી પ્યારી બેટી તુ મુઝે નૂરે નિગાહ તુઝે કરલું મયઁ જી ભર કે પ્યાર
દુલારી મેરી કરલું મયઁ જી ભરકે પ્યાર—

યે થા અરમાન દેખુ અપને અબ્બા જાનકી સૂરત
ખડી હય સામને આંખોંકે કયા અર્માનકી સૂરત
મયઁભી નૌશાહ બનુંગા, અચ્છે ઘોડે ચઢુંગા
તુઝકો બનાઉંગા શાહબાલા, બેટા તુઝકો.
{ હય હય અબ્બા કયા આપ અમ્માકે હોતે શાદી કરેંગે! )
{ ઘોટાલા નંબર ફોર )
ચૂકા બયાનમેં, બેટા થા ધ્યાનમેં.
તબ તો હય ઠીક અબ્બા=મિલી પ્યારી

## ૨૫.

સુન અય દુખ્તે અંગૂર દિખા દે નૂર હયા કર દૂર
નશેમેં ચૂર રહેં મખ્મૂર
બાંકી કલાલી ભરભરકે પ્યાલી શીશા કર ખાલી
રહે આંખોંમેં લાલી ગુમે બેએતદાલી કા.ફૂર=
કાકકા ઘૂંગટ હટાદે આતશી રૂખ્સારસે
દમ મેરા રૂકતા હય ઈસ બિલ્લૂરકી દીવારસે
જી નહીં ભરતા હય અયસી લુજ્જતે દીદારસે
આકે બેપરદા લિપટ જા સીનયે મયખ્વારસે=

## ૨૬.

પાપી પપીહા જારે જારે નાકારે કારે કારે =
પીપીકી બોલી ના બોલ બોલી ગોલીસી લાગે
જાગે મયન બયનસે જાજી =
જાનત માનત નાહીં દુ:ખ કાહૂકા
કૂકોંને હૂકોંને ભાલે સંભાલે હયઁ છાતીમેં છેદ કિયે
પિયા બિના જીયા ડરે તેરી ધુન ધીર હરે તન અગન લગે
કાહે સતાવે દુ:ખિયારી હું બેચારી આહોજારીકી હય બારી
હાય સૈયાંકો આને દે તાને પે તાને દેરેજાજી =

## ૨૭.

કાનન સુની જાત
સૈયાંને બુલાઈ દૌરી દૌરીરે=
સુધ બુધ આઈ લાઈ કહાંસે
માન બાત મોરે જિયાકી=
અત સુખદાઈ ભાઈ જહાંમે
આન બાન મોહે પિયાકી=

## ૨૮.

ચલા જારે બેદર્દી સિપહિયા હરજૈયા. વાહિયા
તોરે સંગ નાહીં બોલતી—
ગરજૈયા દુખદઈયા-હરજઈયા-વાહિયા=તોરે સંગ
માનો માનો માનોજી માનો,
વાઅદા હમારા ઝૂટા ન જાનો
આંખોસે આતા મોકા જો પાતા પ્યારીકો મયઁ અપની
ગરવા લગાતા=

## ૨૯.

બારે બાલમવા પ્યારે સાજનવા
તોરા દામનવા ચાહે જમાના—છુડાના મયઁ માનું નાહી
કોઈ તોહે બોલે મતવારી નાકારી તો પ્યારી
મયઁ માનું નાહીં, લાખ મનાયે કોઈ, મોકો રિઝાકે,
દેખું ન કાહુકો મયઁ આંખ ઉઠાકે—
કામનિયાંરે મેરા દમ યૂં ના ભરો
સાજનવારે શર્મિન્દા યૂં ના કરો—
મામૂના મુઝસે મિલનેકો બરજે તો ફિર કયા કરો
=મયઁ માનું નાહીં

## ૩૦.

યે ન બતીયાં મોસે હાં બનાના
નિહારવા ઢીઠ લેગરવા નિપટ નડરવા

પકડ ડગરવાઆ જાઆઆઆજ = ન બતીયાં
જારે અરે છલીયા ન પડ મોરે ગરવા
માન લે મોરી રાહ લે તોરી
દેખ બનના આઆ નિડરવા=

૩૧.

હિલકર મિલકર સબ એક દિલકર હાં ગાવો મુબારકબાદ
હમભી રાજી તુમભી રાજી હો સબ હરદમ દિલ શાદ
ઉલઝન સુલઝન સબ કુછ ગુજરી હય ચક્કરકી ફર્યાદ
શાદી ખાના આબાદીસે ગમ બર્બાદ
ધૂમ ધામસે પડેગી આજ બધાઈ, બધાઈ બધાઈ બધાઈ
ભારી ભેદકી ખૂબ હો ગઈ સફાઈ હારે હારે શિકવે સારે
આપસકે=

૩૨.

ગાએં શાદિયાના પાએ કયા જમાના
સબ મિલકર હંય ખુશ્તર દાવર તેરી હમપર મેહરબાની
હમ ગુન ગાએં તેરા સારે=
હો ખુશિયાં દિન રતિયાં જાવેદાં
દેના સબકો તૂ અય ખાલિકે યજદાં
શુક્ર હય તેરા વાજિબ બેશક કાયમ જબતક
જબાં હય મૂંહમે મિલ ગયે સારે બિછડે પ્યારે=

તમામ શુદ.

પ્યારાંઓને ભેટ આપવા અગાઉ

**તમારા સદાના માનીતા અને વિશ્વાસુ ઠરી ચૂકેલા,**

# દેવજી માલજી ઝવેરીને

# યાદ કરજો.

કારણ કે

માલનો મોટો જથો તદન નવી પેટનનો તઈયાર કીધો છે કે જેની
જોડી તમને બીજે કયાંઇ મળશે નહીં.



વળી ભાવ ગામ કરતાં

ઘણા ઓછા છે.



ઘણી સરસ વીલાયતને હંફાવતી બ્રીલીયન્ટ પોલીશ ઉમદા કારીગરી.
ચોખ્ખું સોનું. એકજ વાયદો.

| | |
|---|---|
| બ્રેસલેટ, બંગડી, હાર, નેકલસ, છેડા, લોકીટ, બ્રોચ, પીન, સોનાનાં ઘડીયાળ, ચારમસ, વગેરે. | સાદી, નકશીની તથા ઝવેરાતની બ્રેસલેટો, વીંટીઓ, બુટીઓ, મોતીના હાર, કફ કોલરનાં બટનો. |

**ભગનસરાના અને એવા શુભ ટાંકણા માટે અમારી દુકાનની
મુલાકાત લેવા સખ્ત ભલામણ કરીએ છીએ.**

કારણ

તમોને પોતાનેજ ફાયદો છે તે તપાસી જુઓ.

૧૯, કાલબાદેવી રોડ, મુંબઇ.

# ચશમાં વાપરનારાઓને ખાસ મુફ્ત લાભ.

લંડનની જાણીતી રૈયલ વેસ્ટમીનસ્ટર અને વીએનાની આંખની હોસ્પીટલોમાં ખાસ કામ કરી આવેલા આંખના અનુભવી ડોકટર એમ. આર. સી. એસ. ઈંગ્લંડ, એલ. આર. સી. પી. ( લનડન ) ની માનવંત ડીગ્રી ધરાવનારને મી૦ ફીરોજે આંખના બાતેનના દરદથી હેરાન થતા દરદીઓને મુફ્ત સારવાર અને સલાહનો ખાસ લાભ આપવાને માટે રોકયા છે. જેવો લાભ મુંબઈમાં ફકત હમારે ત્યાંજ મળે છે.

**ફીરોઝ એમ. દસ્તુર**

( તે દીનશા એમ. દસ્તુરની કંપનીના માજી ભાગયા ) એ ગયા ડીસેમબર મહીનાથી ચશમાને લગતો ધંધો નીચલે નામે અને ઠેકાણે પોતે જુદો શરૂ કીધો છે:—

## ફીરોઝ એમ. દસ્તુરની કું૦

**ઓકયુલીસ્ટ અને ઓપટીશ્યન્સ.**

( આંખના ડાકટરો અને ચશમા બનાવનારા )

**પોસ્ટ ઓફીસની સામે, ના૦ ૭ હોરનબી રોડ, ફોટ.**

મી૦ ફીરોઝ "રેટીનોસ્કોપી" ની રીતથી આંખની બારીક તપાસ કરી આજ ૧૬ વરસ થયાં બંધબેસતા ચશમા ફતેહમંદી સાથ પુરા પાડવાનો ચલુ અનુભવ ધરાવે છે.

મી૦ ફીરોઝને હાઈ કોરટના નામદાર જડજો સર લોરેનસ જેનકીનસ, ઓનરેબલ મી૦ જસ્ટીસ બેટી, મીસીસ બેટી, લેફ્ટનંટ કરનલ પીટરસ એમ. બી. આઈ. એમ. એસ. તરફથી અને બીજા કેટલાએક નામાંકીત ડોકટરો અને ગ્રહસ્થો તરફથી સરટીફીકેટો મળી છે.

મી૦ ફીરોઝ ચશમાને લગતો સઘળો સામાન તેમજ સેટ આપવા અને ઘેરમાં વાપરવા લાયક દુરબીનો, તાપ તપાસવાનાં થરમોમીટરસ, ઈનસાનની નકલી આંખો, આઈપ્રોટેકટરો અને મોટર ગોગલો સઉથી ઉતમ અને ઓછામાં ઓછા ભાવે પુરા પાડે છે.

# મી૦ બાટલીબોયનું કોરોનેશન બેંડ.

## બ્રાસ તથા સ્ટ્રીંગ.

ગયા ત્રણ વરસના અરસામાં પ્રખ્યાત વાયોનીલીસ્ટ મી૦ બરજોર બાટલીબોયે ૭૦૦ પારસી લગ્નોમાં પોતાનાં બેંડ સાથે હાજરી આપી હતી. દર મેલે વીલાયતથી ખાસ ઓરડર કરી નવા નવા મ્યુઝીક પીસીશ મી૦ બાટલીબોય મંગાવે છે. જાહેર આલમને આપેલા સંતોશ માટે જે સંખ્યાબંધ પત્રો મલ્યાં છે, તેજ આ બેંડની બીજા બેંડો ઉપરની સરસાઈની સંગીન સાબેતી છે.

---

આબરૂદર પારસી કુટુંબોમાં મી૦ બાટલીબોય વાયોલીનપર ટ્યુશન આપવા રાજી છે. ૧૮૮૭ ના સાલમાં એવણે જરમની તથા ઈટલી જઈ નામાંકીત પ્રોફેસરોના હાથ હેઠળ વાયોલીન વગાડવાનો ઉંડો અભીયાસ લીધો છે, હમારૂ બેંડ મુંબઈના ભાવે બહારગામ પણ જાય છે.

---

બેંડ તથા ટ્યુશનના ઓરડરો માટે નીચલે ઠેકાણે મળવું યા લખવું.

## બરજોરજી ભીમજી બાટલીબોય.

નાનાશંકર શેઠના દેરા સામે ગ્રાંટરોડ.

# અપ્પુ મીનોશ જેશંઘની કું૦ની

# નવી દુકાન

ગ્રાન્ટરોડ ગામના રસ્તાપર

## લંડન હોટલની બાજુમાં

**ખેતવાડી બારમી ગલીના નાકાપર**

ગ્રાન્ટરોડ, ગીરગામ, તારદેવ,

તથા

ખેતવાડીમાં વસતાં ખાસ પારસી કુટુંબોની સગવડ ખાતર

# ઉઘાડી છે.

ગ્રહસ્થો તથા બાનુઓને બરનું દરેક જાતનું ગરમ, સુતરાઉ તેમજ ફેનશી કાપડ મોટા જથ્થામાં રાખવામાં આવયું છે.

બાનુઓ તથા ગ્રહસ્થોને ફકત એકજવાર હમારી દુકાનની મુલાકાત લેવાને અરજ કરયે છીયે.

# ભાવ કીફાયત

# માલ ઉંચો

## નમુના સંખ્યાબંધ.